ગુજરાત આનામાળા સિરીઝ ૧૭ મી.

ધાર્મિક-નવલકથા. *Reg. No. 61*

# ગણપતિ યુદ્ધ વર્ણન.

7°

પ્રયોજક અને પ્રકાશક—

ગોર, અંબાલાલ છગનલાલ મ્હેતા

શીકા—(સ્ટેટ ઇડર મહિકાંઠા.)

સંસાર દર્શન વિનોદિની—કમલિની—રાણી દુર્ગાવતી, સવિતા સુશિલા—વિગેરેના કર્તા અને આનામાળાઓના લેખક,

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. વિક્રમાબ્દ ૧૯૭૧.





કિંમત— { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

# વિનંતિ પત્ર.

---

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્‌ભાવ ઉત્પન્ન કરવો.

સુહૃદ ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વેને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગ્રહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓનું અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામ.ળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્ત્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા દષ્ટિગ્રત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

સંવત ૧૯૭૭.
જન્માષ્ટમિ.
અમદાવાદ.

આપનો સ્નેહાધીન,
ગોર અંબાલાલ છગનલાલ
વડાગામ—( માહકાંઠા )

# ગણપતિ યુદ્ધ વર્ણન.

મહાદેવ વિવાહ કરીને પાર્વતિ સહીત કૈલાસ ઉપર ગયા એ પછી જયા અને વિજયા એ બે સખીઓ પાર્વતી સાથે મળીને વિચાર કરતી હતી કે શિવના ગણનંદી–ભૃંગી–એ બે મૂખ્ય છે. તેમાં આપણો કોઈ નથી. તેમાંના અસંખ્યાત ગણો શિવની આજ્ઞા પ્રમાણે ચાલીને દ્વાર ઉપર બેસે છે. અને તેમની સાથે આપણું મન મળતું નથી માટે હે પાર્વતી ત્હમારે એક પણ માણસ રક્ષણ કરવા યોગ્ય આપણો કરવો. એવી રીતે એ સખીઓએ પાર્વતિને કહ્યું ત્યારે કામનાતત્વનો વિચાર કરનારી એવી જે પાર્વતિએ તેમનું વચન માન્યું. ત્યાર પછી એક દિવસે પાર્વતી સ્નાન કરતી હતી, એ સમયે શિવ આવ્યા. ત્યારે નંદીગણે ના કહી. તોપણ નંદીનો તિરસ્કાર કરીને શિવ પોતે બળાત્કારે માંહે પેઠા. એ સમયે લાજ પામીને પાર્વતી પોતે સ્નાન કરતે કરતે ઉઠી. તે પછી એક દિવસ પાર્વતી પોતે વિચાર કરે છે કે એ સમે મારો કોઈ સેવક હોત તો રેખા માત્ર પણ પાછો હઠત નહી. એવો વિચાર કરીને પાર્વતીએ પોતાના બે હાથનો મેલ ઉતારીને તેનો ઉત્તમ પુત્ર બનાવ્યો, કે તે પુત્ર ઘણોજ સુંદર હતો. એ પછી તેને કોઇ માંહે આવે તેને રોકવા માટે દ્વાર પર બેસાડ્યો. અને એને સારાં વસ્ત્ર આપીને ન્હાના પ્રકારનાં ઘરેણાં પહેરાવ્યાં ને ઉત્તમ આશીર્વાદ દઈને કહ્યું કે તું

મ્હારો છે. ને તું મને વહાલો છે. એ પછી તે પુત્ર પાર્વતીને નમસ્કાર કરીને ઉભો રહ્યો. અને પછી તેને ગણુનો અધિપતિ કરીને સ્થાપન કર્યો. એનું મૂખ ચૂંબન કરીને એને બારણે બેસાડયો. અને પાર્વતિ પોતે સ્નાન કરવા બેઠી તેજ વખતે શિવ પણ પોતે દરવાજા પર આવ્યા. અને ગણુ સહિત શીવ જે સમયે અંદર પ્રવેશ કરે છે. તે સમયે તેણે ના કહી અને કહ્યું કે તમારે હમણા માંહે જવું નહી. કારણ કે હમણા માતા સ્નાન કરવા બેઠાં છે. માટે કયાં જાય છે? ન જા—એમ કહીને રોકવા માટે લાકડી લીધી. એ જોઈને શિવ બોલ્યા હું શીવ છું બીજો ન હોય એમ કહીને માંહે જતા હતા એટલામાં શિવને પણ લાકડી વડે મારવા લાગ્યો એથી શીવ પોતે કોપાયમાન થયા અને પોતાના ગણુને આજ્ઞા આપી અને ગણુ સર્વે કોપાયમાન થઇને દ્વારપાળને પૂછવા લાગ્યા. તું કોણુ છે, અને કયાંથી આવ્યો ત્યારે તે ગણોનું વચન સાંભળીને દ્વારપાળ બોલ્યો કે ત્હમે કયાંથી આવો છો ને આવા રૂપાળા કોણુ છો? ને અહીં શા માટે વિરોધ કરવાને ઉભા છો? એમ સાંભળીને તેઓ પરસ્પર હસવા લાગ્યા, ગણુ બોલ્યા—કે હે દ્વારપાળ તું અમારૂ વચન સાંભળ આ તો જગત્ સ્વામિ સાક્ષાત શંકર છે અને અમે શિવના ગણુ છીયે. તને પણુ ગણુ જાણીને મારતા નથી નહી તો મરી ગયો હોત અને મૃત્યુની ઇચ્છા કેમ કરે છે? તો પણુ ગણેશે બારણું ન છોડયું તે સર્વ વાત ગણોએ શંકરને જઈ અને કહી- એ પછી શંકર પોતે બોલ્યા. એ બટુકને વેગળો કરો નપુસક હોય એમ તમો શું ઉભા છો? એવું સાંભળીને શિવના ગણોએ કહ્યું હે મૂર્ખ જ્યાં સુધી આ ગણોના પરાક્રમનો અનુભવ કર્યો નથી ત્યાં સુધી તું ગર્જના કરે છે પણુ અનુભવ કરીને મૃત્યુ પામીશ આવું શિવના

ગણોનું વચન સાંભળીને ક્રોધ કરીને તે સમે બે હાથે લાકડી ઝાલીને શીવના ગણોને મારવા લાગ્યો, ને કહે છે કે અહીંથી વેગળા જાઓ નહી તો હમણા બતાવું છું. સર્વે ગણોએ કૈલાસથી એક ગાઉ ઉપર જ્યાં શીવ બેઠા છે. ત્યાં જઇને વાત કરી. એટલે શીવે તેમને હસીને કહ્યું કે તમે ગણ નથી તમે તો ભૂંડરાં છો. કારણ કે તે એકલો છે તો પણ તમને ઘણાને ડરાવે છે. શીવે ગણોનો તિરસ્કાર કર્યો અને કહ્યું કે જાઓ એને મારો એ પછી ગણ સર્વે તેની આગળ આવ્યા અને કહેવા લાગ્યા કે હે બાળક તું અહીંથી વેગળોથા. નહિ તો હમણા દેખીશ, એ સમે શિવના ગણનો તથા પોતાના પુત્રનો કલકલાટ શબ્દ સાંભળ્યો. એટલે પાર્વતી સખીને કહેવા લાગી. હે સખી તું જોને આ શું છે ? એટલે તે સખી વૃતાન્ત જોઇને ખુશી થઇ ને તે વાર્તા પાર્વતી અગાડી કહી કે જો આપણો દ્વારપાળ ન હોત તો શિવના ગણ સર્વે માંહે આવત અને આ બટુક સારૂ કરે છે કે કોઇને પેસવા દેતો નથી. અને હે પાર્વતી આપણા ગણનો જે તિરસ્કાર થાય છે તે આપણોજ થાય છે માટે હે સખી તારે અભીમાન મૂકવો નહી અને શિવ તો માંકડા જેવા છે. ને તે ત્હારૂં શું કરી નાખનાર છે એ પછી પાર્વતીએ સખી સાથે ગણને કહેણુ મોકલ્યું કે હે ભદ્ર તું સારૂ કરે છે કે બળ થકી કોઇને પેસવા દેતો નથી તારા અગાડી એ ફોતરાં શા વિસાતમાં છે. એટલે ગણપતિ ફુલાઇ ગયો અને શિવના ગણોને કહેવા લાગ્યો જો તમારે આવવું હોય તો મને જીતીને આવો અથવા તો ન આવો ગણોએ તે વાત માની નહી; એટલે કચ્છ ભીડીને તથા પાઘડી બાંધીને તથા કહેડ બાંધીને શિવના ગણોને મારવા દોડયો, સર્વ ગણોએ ને વાત શિવના અગાડી કહી એટલે શંકર બોલ્યા.

હે ગણો ? આપાણા પક્ષમાં હું અને તમે સર્વ ગણો અને પાર્વતીને ગણેશ એકલો છે, માટે યુદ્ધ કરવું તે ઘટીત નથી અને જો વિજય કરીએ તો હું શંકર તે પણ સ્ત્રિના વશ્ય થયો કહેવાઉં માટે હવે તો જે થવાનું હશે તેમ થશે તે એકલો શુ કરવાનો છે ? અને સ્ત્રિએ આવો આગ્રહ કેમ કરવો જોઇયે, જે તેનુ ફળ પામશે, આપણે યુદ્ધ કરવું એવી રીતે શિવે કહ્યું એટલે સર્વ ગણો નિશ્ચય કરીને કવચ–ટોપ પ્હેરીને કમ્મર બાંધીને તૈયાર થઇ ગયા અહીં પાર્વતીનો ગણ પણ યુદ્ધનો સામાન તૈયાર કરીને ઉભો રહ્યો અને બોલ્યો, પાર્વતીની આજ્ઞા પ્રમાણે ચાલનારો હુ એકલો છું અને બાળક છું તો પણ અહીં તમારો પરાજય થશે અને તમો ભૂંગરાં શુ કરવાના છો ? એવી રીતે જેમનો તિરસ્કાર કર્યો છે, એવા શિવના ગણ લાલ નેત્રો કરીને ક્રોધાયમાન થયા અને સર્વે ન્હાના પ્રકારના આયુધો ધારણ કરીને ત્યાં આવ્યા, અને બાણનો વરસાદ વરસાવવા લાગ્યા તેમાં પ્રથમ નંદીગણે બટુકનો પગ ઝાલીને ખેંચવા માંડયો, તેમજ દોડતાં ભૃંગીગણે બીજો પગ ઝાલ્યો, તેઓ ખેંચે છે એટલામાં બટુકે પોતાની લાકડીનો મારો બંન્ને હાથથી તે ગણો ઉપર ચલાવ્યો, તે પોતાના પગ છોડાવીને બારણામાં જે ભૂંગળ હતી તે લઇને સર્વને મારવા લાગ્યો તેમાં કેટલાએકની તો કમ્મરો ભાગી ગઈ ને કેટલાએકના વાંસા ભાગી ગયા, ને કેટલાએકનાં માથાં ફાટી ગયાં, ને કેટલાકના ઢીંચણ ભાગ્યા ને જે સામા આવતા તેમને તો છાતીમાં મારતો અને કેટલાક પૃથ્વી ઉપર પડયા ને કેટલાક દીશાઓમાં નાશી ગયા, કેટલાએક તો એના પગમાં જઇને પડયા અને કેટલાક શિવ પાસે નાશી ગયા અને પાર્વતીનો પુત્ર પાછો બારણાપર આવીને બેઠો અને તે પ્રલય કરવા માટે કાળ હોય એવો દેખાતો

હતો પછી બ્રહ્મા આદી દેવતા ત્યાં આવ્યા તેમને શિવ કહેવા લાગ્યા કે જાઓ અને પાર્વતિના પુત્રને પ્રસન્ન કરો, ને પ્રલય ન થાય એવું તમારે કરવું એવું શીવે કહ્યું એટલે જેની ડાઢી અને પેટ મોટું છે એવા બ્રહ્મા ત્યાં ગયા ને બ્રહ્માને જોઇને પાર્વતીનો ગણ બ્રહ્માની ડાઢી ઉપાડવા લાગ્યો એટલે બ્રહ્મા બોલ્યા કે હે દેવ ક્ષમાકર-ક્ષમાકર અમે યુદ્ધ કરવા આવ્યા નથી એમ બ્રહ્મા બોલે છે એટલામાં તો તેણે ભૂંગળ લીધી અને ભૂંગળ સહીત તેને દેખીને બ્રહ્મા નાસવા લાગ્યા અને નાસો-નાસો એમ ચીસો પાડતા પડી ગયા એવી રીતે નાશીને આવેલાઓને જોઇને શીવ ક્રોધાયમાન થયા ઈન્દ્ર, કાર્તિક-સ્વામિ, પોતાના ગણ, ભૂત, પ્રેત, પિશાચ એ સર્વેને યુદ્ધ કરવા માટે શિવે આજ્ઞા આપી, તે વખતે પૃથ્વિ કંપવા લાગી અને સંદેહ પામી કે હાલ બ્રહ્માનુ આયુષ્ય પુરૂ થયું નથી ને શિવ જગતનો પ્રલય કરે છે એ શું? એ વખતે પાર્વતીએ પણ પોતાના ગણ માટે બે શક્તિઓ ઉત્પન્ન કરી એ બે શક્તિઓ દેવનાં ફેંકેલાં સર્વ આયુધ હરી લેતી હતી, એવી રીતે એકલો પોતે ગણેશ દેવના સૈન્યને મારતો હતો એવા સર્વે વ્યાકુળ-વ્યાકુળ થયા અને કયાં જવું એમ કોઈ દીશા સુઝતી નહી પાર્વતીનો ગણ ડાબા જમણી બે પાસે ભૂંગળ મારતો હતો અને એ સમે રંભા, મેનકા, ઉર્વશી, તિલોત્તમા વિગેરે શ્રેષ્ટ અપ્સ-રાઓ હાથમાં ચંદન પુષ્પ લઇને યુદ્ધ જોવાને આવી હતી, તે સર્વે વિસ્મય પામી કે આવુ ગણનુ રૂપ અને યુદ્ધ તો કોઈ ઠેકાણે દેખ્યું નથી જાણે પાર્વતી આ સાક્ષાત બીજો કાળ ઉત્પન્ન કર્યો એ સમયે સમુદ્ર સહીત પૃથ્વિ કાંપતી હતી તે સંગ્રામનો કોલાહલ સામેની પર્વ-તની ગુફાઓમાં પડછંદો પડતો હતો અને મંગળ આદી ગ્રહ સહીત આકાશ ચલાયમાન થયું ને લોક સર્વે વ્યાકુળ થયા અને દેવ, ગણ,

સર્વે નાશી ગયા, ફક્ત કાર્તીક સ્વામિ સર્વે ગણુને સામે રાખી લડવા લાગ્યા પણુ તેમનુ યુદ્ધ શક્તિઓએ સર્વે હરી લીધું, ને પછી સર્વે શીવને નમસ્કાર કરીને બોલ્યા. કે આવો બળવાન કોણુ છે ? અને આવુ યુદ્ધ તો કોઈ દિવસ દેખ્યું કે સાંભળ્યુંએ નથી. એ પછી શીવે ત્યાં કોપ કરીને કહ્યું કે મારી સાથે ચાલો એ પછી નમસ્કાર કરીને નારદ બોલ્યા કે હે શીવ ? જો એ જીવશે તો પ્રલય કરશે મારી વિનંતી એ છે કે એને તમારે મારી નાખવો એમ કહીને નારદ અંતર્ધ્યાન થઇ ગયા ને મહાદેવ પણુ દેવગણુ સહીત યુદ્ધ કરવા લાગ્યા અને વિષ્ણુને પણુ રણુસંગ્રામમાં આવેલા જોઇને દેવતાઓ ખુશી થયા, એ પછી વિષ્ણુએ મહા દ્વંદ યુદ્ધ કર્યું પણુ તેની ભૂંગળ આગળ સર્વે વ્યર્થ ગયું એથી શિવને પ્રેરણુા કરી કે હે પ્રભુ હું એને મોહ પમાડીશ ને તમારે તેને મારી નાખવો એ દુરાસહ કપટ કર્યા વિના મરવાનો નથી એ સમયે વિષ્ણુને દેખીને શક્તિયો ચાલી થઇ ગઇ અને ત્યાં વિષ્ણુ ઉભા છે ત્યાં ગણેશ આવ્યો અને તેણે ભૂગળ ફેંકી એ પછી શીવ ત્રીશુળ લઈ અને કોપ કરીને સામા થયા પણુ તેણે શીવના હાથમાંથી ત્રિશુળ પાડી નાખ્યું પછી શીવે પિનાક ધનુષ્ય લીધું તે પણુ તેણે ભૂંગળવડે પૃથ્વિપર પાડી નાખ્યું. પાંચ હાથ તેણે શિવના ભાગ્યા એટલે શિવને ઘણુજ કષ્ટ થયું. તો ગણુનું તો શું કહેવું ? ભૂંગળવડે સર્વે દેવતાઓ દશે દિશામાં નાશી ગયા અને વિષ્ણુ પણુ ત્હેને દેખીને કહે કે ધન્ય છે અને મેં ઘણુા-એક દેવતાઓ દૈત્ય, યક્ષ, રાક્ષસ, ગાંધર્વ જોયા પણુ આ ગણુની તુલ્ય કોઈ આવે એમ નથી એમ બોલતા હતા એટલામાં વિષ્ણુ પ્રત્યે ભૂંગળ ફેંકી અને ચક્રના કટકા કરી નાખ્યા અને પોતાના ચક્ર માટે વિષ્ણુ અને તે ગણુ પરસ્પર યુદ્ધ કરતા હતા તેવામાં પરિઘ પણુ ભાગ્યું

અને જે ભૂંગળનો કકડો વિષ્ણુ ઉપર તેણે ફેંક્યો તે કકડાને ગરૂડે નિષ્ફળ કરી નાખ્યો અને જ્યાં ભૂંગળ ફેંકતો તે જગાને તે શૂન્ય કરતો ને તે જય પામ્યો વિષ્ણુ ને ગણુપતિ એ બે જ્યાં પરસ્પર યુદ્ધ કરે છે એ સમય જોઇને શિવે આવીને ત્રિશુળવડે તેનું માથું કાપી નાખ્યું અને ગણુનું મસ્તક છેદન થયું એટલે દેવતાની સૈન્યા નિશ્ચળ થઈ એટલે જેને કજીયો વહાલો છે એવા નારદજીએ આ વાત જઇને પાર્વતીને કહી ને કહ્યું કે હે પાર્વતી સાંભળ તારે આ સમયે માન મુકવું નહી એમ કહીને તે અંતર્ધ્યાન થઈ ગયા અને દેવતાઓ જય જય શબ્દ બોલતા સુખી થયા એ પછી પાર્વતીએ શું કર્યું, કે:—

ગણેશનું માથુ કાપ્યા પછી તે કોપાયમાન થઈ ગઈ મૃદંગ, ઢોલ, નગારાં, અને અપ્સરાઓનું ગાન ત્યાં બંધ થઈ ગયું ને શિવ પણ તેનું માથુ કાપીને દુઃખી થયા અને પાર્વતી બોલી અહો ! હવે હું શું કરૂં ? ને ક્યાં જાઉં ? કે પ્રલય કરૂં ? એવી રીતે દુઃખી પામતી પાર્વતીએ એ વખતે હજારો શક્તિઓને ઉત્પન્ન કરી અને તે શક્તિઓ પાર્વતીને નમસ્કાર કરીને બોલી, હે માત્ અમને આજ્ઞા આપો અમે શું કરીએ ? ત્યારે પાર્વતીએ કહ્યુ કે હમણા પ્રલય કરવા નહી પણ દેવતા ગણુ–યક્ષ રાક્ષસ સર્વેને મારો એવી પાર્વતીની આજ્ઞા લઇને દેવીયો તમામનો સંહાર કરવા લાગી જેમ અગ્નિ સુકા ઘાસને બાળે તેમ સંહાર કરતી હતી તે શક્તિઓ ઘણીજ ભયંકર કોઇ વિકરાળ, કોઈ કાણી, કોઈ લુલી, કોઈ લાંબા માથાવાળી હતી ને દેવ ગાંધર્વ દક્ષ રાક્ષસ અને ગણુ એ સર્વેને ઝાલી ઝાલીને પોતાના મુખમાં ફેંકતી હતી. વિષ્ણુ, શિવ, બ્રહ્મ, ઇન્દ્ર, અને બીજા રુષિ એ સર્વે મળીને કહે છે કે હવે શું કરવું ? પાર્વતી સમય વિનાનો સંહાર કરશે અને જો પાર્વતી પ્રસન્ન થાય તો સર્વથી નિરાંત વળે નહિ તો સુખ કોઇને

થવાનું નહિ અને શિવ ઘણુ દુઃખ પામ્યા અને ક્રોધાયમાન પાર્વતીને જોવાને કોઇની હામ ચાલી નહી એ સમયે દિવ્ય જેનું દર્શન છે એવા નારદ રૂષિ દેવતાઓના સુખ માટે ત્યાં આવ્યા. અને બોલ્યા કે જ્યાં સુધી પાર્વતીની લોકમાં કૃપા નહી થાય ત્યાં સુધી કોઈને પણ સુખની આશા રાખવી નહી. બીજો કોઇપણ વિચાર કરવો નહી. એમ જાણીને નારદ આદી સર્વ રૂષિદેવ; શિવના મંદીરમાં ગયા, ને જગતની માતા પાર્વતીને પ્રસન્ન કરીને નહાના પ્રકારના સ્તોત્રો વડે સ્તુતિ કરતા હતા. કે હે દેવી ક્ષમા કરો—ક્ષમા કરો, હમણા પ્રલય થઇ જશે. હે પરમેશ્વરી તમે તો હમારાં માલીક છો, અને બ્રહ્મા આદીક સર્વે દેવગણ અમે તમારી પ્રજા છીએ, માટે ક્ષમા કરો. એમ સાંભળીને પાર્વતી પ્રસન્ન થઇ અને બોલી;—મારો પુત્ર જો જીવશે તો સંહાર થશે નહી." એવું પાર્વતીએ કહ્યું ત્યારે તે વાત તેમણે બ્રહ્માદીક દેવને જઇને કહી. અને તે વાત સાંભળીને શીવ બોલ્યા, કે આ લોક સર્વે સુખી થાય એમજ કરીશું. અરે આ માથું ક્યાં ગયું શું તેને અપ્સરાઓ લઈ ગઈ એનું શરીર પાણીથી ધોઇને હાથ પગ પાંસરા કરીને મુકો અને ઉત્તર દીશામાં જાઓ. ત્યાં પ્રથમ તમને જે મળે તેનું મસ્તક લાવીને આ કલેવરને ચોટાડો એમ કહ્યું કે તરતજ શિવની આજ્ઞા પ્રમાણે ચાલનારા સર્વ ગણોએ તેમ કર્યું. ને તે સર્વ ગણ ઉત્તર દીશામાં ગયા. એટલે પ્રથમ તેમને એકદાંત વાળો હાથી મળ્યો, અને તેનું માથું કાપીને લઇ આવ્યા. અને ગણપતિના ધડ સાથે જોડી દીધું. પછી બ્રહ્મા, વિષ્ણુ, શિવ સર્વે બોલ્યા કે જે તેજ થકી અમો સર્વે ઉત્પન્ન થયા છીએ. ને તેજ વેદ મંત્રના પ્રયોગ થકી આ શરીરમાં પ્રાણ થાઓ. એમ જ્યાં તે કલેવર મંત્ર્યું ત્યારે તે સમરે, ને પુત્ર સુંદર, રૂપવાન ઉઠીને બેઠો થયો. એટલે તે સમયે સર્વ દેવતાઓ

તથા મુખ્ય જે ગણ તેમણે ગજાનનનો અભીષેક કર્યો. પછી પાર્વતીને તેનું રૂપ બતાવ્યું. તેને દેખીને પાર્વતી પ્રસન્ન થઇ. ને તેને નાના નાના પ્રકારનાં વસ્ત્ર, ઘરેણાં પહેરાવ્યાં. તથા તેનું પુજન કરીને પાર્વતીએ ઘણીએક સિદ્ધિઓ આપી, અને તેના માથા ઉપર હાથ ફેરવીને કહ્યું કે હે પુત્ર તું દુઃખી થયો પણ તને ધન્ય છે, તું કૃત્યકૃત્ય છે. સર્વને પૂજવા યોગ્ય છે, અને તારા મુખ ઉપર જે હમણા સિંદુર દેખાય છે તે સિંદુર વડે લોક ત્હને પુંજશે. અને પુષ્પ, ચંદન તથા સુગંધ અત્તર વડે તને પુંજશે, નૈવેદ્ય ધરશે, અને તારી આરતી કરશે. તારી પ્રદક્ષિણા કરશે અને નમસ્કાર કરીને ત્હારી પુંજા કરશે. અને તે પુરૂષ સર્વ મનોરથ સિદ્ધિને પામશે એમ કહી પાર્વતીએ સર્વ દેવીઓને તે સમયે વારી. એ પછી ઈન્દ્ર આદીક સર્વ દેવોએ પાર્વતીની સ્તુતિ કરી, પ્રસન્ન કરીને તે ગજાનનને પાર્વતીની પાસે લાવી અને ખોળામાં બેસાડયો. શિવે પણ પોતાના હસ્તકમળ તેના મસ્તક ઉપર મૂકીને સર્વ દેવને કહ્યું, કે અમારો બીજો પુત્ર છે. પછી ગણપતિ એ સમયે ઉભો થયો. અને શિવ-પાર્વતીને નમસ્કાર કર્યા. અને બ્રહ્મા તથા વિષ્ણુને પણ નમસ્કાર કર્યા, અને બોલ્યા કે, મારો અપરાધ તમે સર્વે દેવો ક્ષમા કરજો અને લોકોને માન વહાલુ હોય છે. એ પછી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણે પાર્વતીને કહ્યું કેઃ—જેવા અમો ત્રણ છીએ તેવોજ તમારે આ પૂજ્ય છે. અને જેમ દુનિયામાં અમો પૂંજાઇએ છીએ તેમ સર્વે પ્રકરણમાં આ ગણેશ પ્રસંગો પૂજ્ય છે. પહેલાં ગણેશની પૂંજા કરીને પછી અમારી પુંજા મનુષ્યે કરવી. પ્રથમ અમારી પુંજા કરશે ને ગણેશની પુંજા નહી કરે તો અમારી પુંજા સર્વે વ્યર્થ જશે.

એમ કહીને શીવે પ્રથમ ગજાનનનું પુંજન કર્યું. પછી વિષ્ણુએ

બ્રહ્માએ અને પાર્વતીએ પુંજા કરી. મોટા મોટા દેવ હતા તેમણે પણ પ્રસન્ન થઇને ગણુપતિની પુંજા કરી. પછી સર્વ મળીને ગણુપતીને સર્વના અધીપતિ કર્યા. પછી શીવે અનેક વરદાન આપ્યાં, અને કહ્યું કે વિઘ્નનો નાશ કરવા એમાં તારૂં નામ શ્રેષ્ટ છે. અને મારા ગણુનો સર્વેનો અધિપતિને પૂજ્ય તું આજથી થયો. એમ કહી વાજીંત્ર વગડાવ્યાં અને અનેક પ્રકારની પુંજા કરી. દેવતાઓએ ત્યાં ગાન કરાવ્યું. અને એ સમે અપ્સરાઓ પાસે નૃત્ય કરાવ્યાં. અને મહાત્મા એવા શિવે બીજું વરદાન આપ્યું. કે હે પુત્ર તું માગશર વદી ૪ ને દીવસે જ્યારે ચંદ્રમા ઉદય થયો ત્યારે જન્મ્યો છે. અને રાત્રીના પ્રથમ પહોરમાં દર મહિને જે તારૂં ચતુર્થનું વૃત કરશે, તે સંસારનાં અનેક પ્રકારનાં સુખ ભોગવી, અને સ્વર્ગ લોકમાં જશે. રાજાએ પણ તમારી પુંજા કરવી અને દરિદ્રીને પણ તમો પુંજા કરવા યોગ્યજ છે. એમ મહાત્મા એવા ગણેશને જ્યારે શિવે કહ્યું, ત્યારે સર્વે દેવતાઓ તથા રૂષિઓએ પણ તેને આસિર્વાદ આપ્યો. ને સર્વ ગણનુઅધિપતિપણું આપ્યું. ત્યાં સર્વે ગણુ ગણેશ્વરને નમસ્કાર કરતા હતા. એ જોઇ પાર્વતીને ઘણોજ હર્ષ ઉત્પન્ન થયો. દેવનાં વાજીંત્ર વાગ્યાં અને એના ઉપર પુષ્પની વૃષ્ટિ થઇ. અને દેવના અધિપતિ જ્યારે ગણેશ સ્થાપ્યા ત્યારે સર્વે જગત્ સ્વસ્થિત થયું.

અને એ પુત્રને લાડ લડાવતાં શિવ–પાર્વતીનું સુખ વૃદ્ધિ પામ્યું. અને કાતિક સ્વામિ ને ગણુપતી એ બે પુત્ર શિવપાર્વતીની સેવામાં તત્પર રહેતા. જેમ શુકલ પક્ષનો ચંદ્રમા વધે તેમ બે ભાઇઓનો પ્રેમ પરસ્પર વધતો ગયો. પછી એક દિવસ શિવ–પાર્વતી વિચારમાં બેઠાં છે. કે આ બે પુત્રોનો વિવાહ શી રીતે કરવો ! કાર્તિક સ્વામી બહુ વહાલા છે. તેટલાજ ગણુપતિ પણ વહાલા છે. હવે કાર્તિક સ્વામી કહે છે કે હું પ્રથમ પરણું ને ગણુપતિ કહે છે. હું પ્રથમ

પરણું એમ પરસ્પર વિવાદ કરે છે. એમ સાંભળીને શિવ પાર્વતી વિસ્મય થયાં અને કહે છે કે શું કરવું. આ બે પુત્રોનો વિવાહ કેવી રીતે કરવો એમ વિચાર કરીને એ બે જણાંએ યુક્તિ કરી અને તે સમયે બન્ને પુત્રોને બોલાવીને શીવ પાર્વતીએ કહ્યું;–કે અમે પ્રથમ નિયમ કર્યો છે. તે સાંભળો–કે તમે બન્ને પુત્રો અમારે બરોબર છો. એમાં ઓછો વધતો એકે નથી. માટે તમો બે પુત્રોમાં જે પ્રથમ અમારા નિયમ પ્રમાણે કરે. એનો વિવાહ કરવો. એ નિયમ એવો છે કે આખી પૃથ્વિની પ્રદક્ષિણા કરીને વહેલો આવે તેનો વિવાહ પ્રથમ કરવો.

એવું શિવ પાર્વતીનું વચન સાંભળીને કાર્તિક સ્વામિ ઘરમાંથી ઝટ પૃથ્વિ પ્રદક્ષિણા કરવા માટે નિકળી પડયાં ને ગણપતિ તો વારંવાર વિચાર કરીને કહેતો હતો કે મારે શું કરવું ? કયાં જવું ? પૃથ્વિ ઉલંઘન થઇ શકે તેમ નથી. તેમ એક કોશ માત્ર જવાય ફેર વધારે જવાશે નહિજ તો પૃથ્વિ પ્રદક્ષિણા કરીને અચિંત્ય સુખ લેવું એ કયાં. ગણપતિએ એમ વિચારીને એક ઉત્તમ કામ કર્યું. તે એવું કે પ્રથમ વિધિ પ્રમાણે સ્નાન કરીને પોતાને ઘેર આવીને પોતાનાં માબાપને કહ્યું કે–તમારી પૂંજા કરવી માટે અહીં આસન મૂકયું છે. એવું માંભળીને શિવ–પાર્વતી બે જણ પૂંજા ગ્રહણ કરવા માટે આસન ઉપર બેઠાં. પછી ગણપતિએ શિવ–પાર્વતીની પુંજા કરી. વારંવાર પ્રદક્ષિણા કરી એમ સાત પ્રદક્ષિણા કરી. પછી પ્રેમ વડે લાડ લડાવતાં માબાપ પ્રત્યે હાથ જોડીને ગણપતિ બોલ્યા કે હે માતા હે પિતા ! તમે મારૂં વચન સાંભળો. કે મારો વિવાહ ઝટ તમારે કરવો. એવું ગણપતિનું વચન સાંભળીને શિવ–પાર્વતીએ કહ્યું કે તું સમુદ્ર સહીત પૃથ્વિ પ્રદક્ષિણા કરી આવ. અને કાતિક સ્વામિ પણ ત્યાં ગયા છે. તું પણ ઝટ જા અને પ્રદક્ષિણા કરી વહેલો આવ ત્યારે ત્હારો વિવાહ થશે. એ ક્રોધાયમાન થઇને ગણપતિ બોલ્યા કે–

હે માબાપ ! તમે વિપરીત કેમ બોલો છો ? મેં તો વારંવાર સાત વાર પૃથ્વિની પ્રદક્ષિણા કરી. એમ કેમ બોલો છો ? એ પછી શીવ પાર્વતી બોલ્યાં. હે પુત્ર વનસહિત પૃથ્વિની પ્રદક્ષિણા તેં ક્યારે કરી ? એ પછી ગણપતિ બોલ્યા. તમારા બેજણનું પુંજન કરીને મેં સાતવાર પૃથ્વિની પ્રદક્ષિણા તમારી કરી એ શું ? પૃથ્વિની પ્રદક્ષિણા ન થઇ ? અને તે વેદ શાસ્ત્ર વચનં છે તે સાચું નહી શું ? અને વેદમાં શું કહ્યું છે ? તે માંભળો કે,—જે માણસ માબાપનું પુંજન કરીને તેમની પ્રદક્ષિણા કરે છે તેને પૃથ્વિ પ્રદક્ષિણાનું ફળ મળે છે. અને પુત્રને મોટું તિર્થ માબાપ છે. બીજું તિર્થ તો વેગળું છે અને આ માબાપ રૂપ તિર્થ તે તો પાસેજ છે. એમ ધર્મશાસ્ત્ર તથા વેદ નિત્ય કહે છે. માટે એ વેદ વચન તમારૂં અસત્ય થશે. એમાં સંદેહ મારે ઉતાવળ કરી મારો શ્રેષ્ટ વિવાહ કરો. અને જો વિવાહ નહી કરો તો વેદશાસ્ત્ર છે તે ખોટું સમજવું. હવે વેદશાસ્ત્ર સાચું કે તમારૂં વચન સાચું જે યોગ્ય હોય તે તમારે કરવું. એ પ્રમાણે ગણપતિનું વચન સાંભળીને શિવ–પાર્વતી વિસ્મય થયાં. એવા વિચિક્ષણ–બુદ્ધિવાન પુત્ર પ્રત્યે શિવ–પાર્વતી બોલ્યાં. મહાત્મા એવા હે પુત્ર તારી બુદ્ધિ બહુ નિર્મળ ઉત્પન્ન થઇ. અને તેં જે કહ્યું તે સત્ય છે. એમાં સંશય નથી. અને તે વાત અમે બે જણે પ્રમાણ કરી તેને ફેરવીશું નહી. એમ કહીને બુદ્ધિના સાગર એવા ગણપતીની આસનાવાસના કરીને શિવ–પાર્વતીએ ઉત્તમ વિવાહ કરવાનો વિચાર કર્યો. તે સમયે વિશ્વ-કર્માને બે કન્યાઓ હતી. અને તે અંગે પણ બહુ સુંદર હતી. એમનું નામ સિદ્ધિ અને બુદ્ધિ એવું હતું. એ બે કન્યાઓ જોડે ગણપતીનો વિવાહ ખુશી થઇને કર્યો. સર્વે દેવતાઓ વિવાહમાં આવ્યા હતા. અને શિવ–પાર્વતીનો જે મનોરથ હતો તે સફળ થયો. અને ગણપતિ પણ એ બે સ્ત્રિઓ સાથે અચિંત્ય સુખ પામ્યા. એ પછી

કેટલાક કાળે ત્હેમને બે પુત્રો થયા તેમાં સિદ્ધિને લક્ષ પુત્ર થયો ને બુદ્ધિને લાભ થયો તે બહુ સુંદર હતા. એમ ઉત્તમ સુખ ગણેશ ભોગવે છે. એ સમયે કાર્તિક સ્વામિ સર્વે પૃથ્વિ પ્રદક્ષિણા કરીને ત્યાં આવ્યા. તેજ વખતે નારદે આવીને કૈલાસ ઉપર તેમને કહ્યું કે:—

કાર્તિક સ્વામિ ! ત્હમારા માબાપે જે કર્યું તે તમે સાંભળો પૃથ્વિ પ્રદક્ષિણાનું નિમીત્ત કહાડીને તમને તિર્થ કરવા મોકલ્યા ને ગણેશનો વિવાહ કર્યો, તેમ તેને બે સ્ત્રિઓ થઇ પછી તેને બે પુત્રો થયા તે નિરંતર સુખ ભોગવે છે તમે તો પ્રદક્ષિણા કરવામાં કુટાણા ને એતો ઉત્તમ સુખ ભોગવે છે હવે માબાપ થઇને એવું કામ કરે તો બીજો શું ન કરે ? શીવ પાર્વતીયે ઘણુજ ખોટું કર્યું છે મારા ચિત્તને એ ઠીક લાગ્યું નહી હવે માતા પુત્રને ઝેર દે પિતા પુત્રને વેચે ને રાજા પ્રજાનું ઘરબાર લુંટી લે, તે વાત કોને કહીયે અને આવી રીતે જે કોઈ કામ કરે તેનું મુખ જોવું નહિ એ રીતે નિતિ તો છે પછી જેમ તમારી ઇચ્છા એટલું નારદ કહીને અંતરધ્યાન થઈ ગયા ને કાર્તિકસ્વામી માબાપને નમસ્કાર કરીને તે સમયે કોપાયમાન થઈ ગયા. અને માબાપે વાર્યા તો પણ ક્રૌંચ પર્વતપર ગયા શિવપાર્વતીએ બહુ સમજાવ્યા કે તમારો હાલ વિવાહ કર્યો નથી ને કેમ જાઓ છો ત્યારે તેમણે કહ્યું કે તમે આવું કપટ કર્યું માટે મારે અહી રહેવુ નહિ એમ કહીને તેઓ ગયા તેઓ હાલ સુધી પણ તે શ્રેષ્ટ પર્વત ઉપર રહે છે. અને કાર્તીક સુદી પુનેમે સર્વ મુનીશ્વરો તેમનાં દર્શન કરવા જાય છે. અને એમનુ નામ કુમાર પાડયું છે. તેમનુ હાલ ભવ્ય મંદીર નર્મદાકિનારે છે. અને હજારો લોકો દરવરસે તેમનાં દર્શનાર્થે જાય છે, અસ્તું–ઇતિ શિવમ્ ( શિ—પુ—જ્ઞાનસંહિતા )

સમાપ્ત.

## સામાજીક, ધાર્મિક અને નૈતિક વિષયોથી ભરપુર.

# અમારાં લોકપ્રિય પુસ્તકો.

| પુસ્તક. | વિષય. | છુટક નકલની કિંમત. |
|---|---|---|
| ૧ લું— | શિવ પાર્વતી વિવાહ ... ... ... | ૦—૨—૦ |
| ૨ જું— | શ્રી નૃસિંહાવતાર ભાગ ૧ લો. ... ... | ૦—૧—૬ |
| ૩ જું— | શ્રી નૃસિંહાવતાર ભાગ ૨ જો. ... ... | ૦—૧—૬ |
| ૪ થું— | તારકાસુર વધ... ... ... ... | ૦—૨—૦ |
| ૫ મું— | રાજા સંન્તનું ... ... ... ... | ૦—૧—૬ |
| ૬ ઠું— | મહિકાંઠામાં દારૂની બદી... ... ... | ૦—૧—૬ |
| ૭ મું— | ગણપતિ યુદ્ધ વર્ણન. ... ... ... | ૦—૨—૦ |
| ૮ મું— | સ્નેહમાળા ... ... ... ... | ૦—૧—૬ |
| ૯ મું— | મોટર સર્વિસ ... ... ... ... | ૦—૧—૬ |
| ૧૦ મું— | સત્યવાન સાવિત્રી. ... ... ... | ૦—૧—૬ |
| ૧૧ મું— | ચમાર ભક્ત રોહીદાસ ... ... ... | ૦—૨—૦ |
| ૧૨ મું— | અહિર્ષણહરણ ... ... ... ... | ૦—૧—૯ |

નોંધ—ઉપરના બાર અંકોની વી. પી. સહીત ફક્ત રૂ. ૧—૨—૯ પડશે. તો મંગાવનાર વાંચકોએ નિચેના સરનામે પત્રવ્યવહાર કરશો.

ગોર અંબાલાલ છગનલાલ.
C/o ગુજરાતી પંચ ઓફિસ
પાંચકુવા—અમદાવાદ.

સ્નેહમાળા સીરીઝની ઓફિસ.
પોસ્ટ વડા ગામ મુ. વડાગામ.
વાયા—તલોદ એ. પી. રેલ્વે.

ધી 'ગુજરાત' પ્રિન્ટિંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા—અમદાવાદ